૪૩૨૯

# વોહુમનો એટલે બેહેમન,

## અવસ્તામાંથી મળતું તેને લગતું વર્ણન તથા તેના બીજા ધર્મોમાં મળતી એને લગતી બાબદો સાથનો મુકાબલો.

નામદાર સર જમશેદજી જીજીભાઈ જરથોશ્તી
મદ્રેસાનો ઈસવી સન ૧૮૮૯ માં માગેલો
**ઈનામનો રેસાલો.**


લખનાર,

**ધનજીભાઈ નવરોજજી કુરલેવાલા,**

તે સર જ. જી. જરથોસ્તી મદ્રેસાના અભ્યાસી.



**મુંબઈ,**

દફતર આશકારા છાપાખાનામાં છાપ્યોછે.

કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં. ૮૭.

યજદેજરદી સને ૧૨૫૯.

ઈસ્વી સને ૧૮૯૦.

આ રેસાલો "સર. જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડ" ના
માનવંત ટરસ્ટી સાહેબોના આશરા હેઠલ છપાવ્યોછે.

## મારાં વાહાલાં મુરબીજી માતાજી

તમોએ મને તથા મારા બીજા ભાઈ બેહેનોને જે
ઊમદા કેળવણી આપીને સદાના તમારા
આભારી કીધાછે તેથી આ રેસાલાનું
નાનું પુસ્તક પુત્રભાવના
પ્યાર સાથે તમોને
અર્પણ કર્યું છે.

**ધનજીભાઈ નવરોજજી કુરલેવાલા.**

# દીબાચો.



આ રેસાલો નામદાર "સર જમશેદજી જીજીભાઇ પેહેલા બેરોનેટની યાદગારીને સારૂ ઉભી કીધેલી જરથોસ્તી મદ્રેસા" માં જાહેર કરેલાં ઇનામને માટે તા૦ ૩૧ મી અકટોબર ૧૮૮૯ ને દીને મોકલી આપ્યો હતો, અને તે અએરપત મેહેરજીભાઇ પાલનજી માદને તપાસીને ઇનામને લાયેકનો ઠરાવ્યો હતો.

ઉપલી મદ્રેસામાં મને ધર્મ સંબંધી અને મુખ્ય કરીને ઝંદ તથા પહેલવી ભાષાની જે ઉમદા કેળવણી મળીછે તે માટે એ ખાતાંના લાયેકીવાળા બુઝોર્ગ વડા શીક્ષક અને ચંચલ મદદનીસ શીક્ષકોનો, તથા એ કેળવણી ખાતાં તરફથી આ રેસાલાને માટે જે ઉત્તેજન અને જોગવાઇ મને મળીછે તે માટે એ ખાતાંના કારોબારીઓનો હું બેહદ આભારી છું.

આ રેસાલાની બાબદ ધર્મ સંબંધી હોવાથી તે દીનદાર જરથોસ્તી માઝદયસ્નાનોના વાંચવામાં આવે એવી ધારણાથી તેમાં કેટલાક ઘટતા ફેરફારો સાથે વાંચનારી આલમ આગળ ધરવાની હીમત કરીછે, પણ આશા છે કે મુજ અદનાની આ પહેલી કોશેશ હોવાથી જો કાંઇ ખામી ભરેલું માલમ પડે તો તે ઉપર દરગુજર કરવામાં આવશે.

આ તકે આ પુસ્તક છપાવવાને માટે "સર જમશેદજી જીજીભાઇ ટ્રાન્સલેશન ફંડ" ના માનવંત ટ્રસ્ટી સાહેબોએ મને જે આશરો આપ્યોછે તેને માટે એ અકાબર સાહેબોનો તથા એ ફંડના ધુંધી સેક્રેટરી શેઠ નશરવાનજી બેહેરામજીનો ઉપકાર માનુંછું.

આ રેસાલો લખતી વખતે જે જે ચોપડીઓની મદદ મેં લીધીછે તે ચોપડીઓનાં નામો જે ઠેકાણે મેં મદદ લીધીછે તે તે ઠેકાણે ટાંકયાંછે અને એ ચોપડીઓના કર્તાઓનો પણ હું બહુ આભારી છું.

**ધનજીભાઇ નવરોજજી કુરલેવાળા.**

મરીન લાઇન્સ,
મુંબઇ, તા૦ ૨૧ મી એપ્રેલ ૧૮૯૦.

# વોહુમનો એટલે બેહેમન,

## અવરતામાંથી મળતું તેને લગતું વર્ણન તથા તેનો બીજા ધર્મોમાં મળતી એને લગતી બાબદો સાથનો મુકાબલો.

---

## સાંકળીઉં.

### પ્રકરણ ૧ લું.



### પ્રકરણ ૨ જું.

## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.



## પ્રકરણ ૫ મું.





# વોહુમનો એટલે બેહેમન,
## અવસ્તામાંથી મળતું તેને લગતું વર્ણન તથા તેના બીજા ધર્મોમાં મળતી એને લગતી બાબદો સાથના મુકાબલો.

## પ્રકરણ ૧ લું.

**અવસ્તામાં "વોહુમનો" અક્કલ તથા અક્કલ ઉપરના મઅવકલ અમશાસ્પંદ તરીકે વપરાયલોછે.**

"વોહુમનો" એ બોલ ઝંદ "𐬬𐬊𐬵𐬎" અથવા "𐬬𐬀𐬢𐬵𐬎" અને સંસકૃત વસુ એટલે ભલું, નેક, સારૂ તથા ઝંદ '𐬨𐬀𐬥' અને સંસકૃત મન્=વિચારવું ઉપરથી નીકલેલોછે. ઉપલા બોલો ઉપરથી "વોહુમનો" નો અર્થ ભલું મન, ભલો વિચાર, અક્કલ, તથા ડહાપણનો થઇ શકેછે. એને મલતાજ બોલ ઉપરથી ફારસી ભાષામાં એને "બેહેમન" (به=સારૂ) કહેવામાં આવેછે.

આપણે જાણીએ છીએ કે આ દુન્યામાં ભલાઇ અને બદી, હસ્તી અને નીસ્તી, અંધારૂ અને અજવાળું એ એક બીજા સાથે ભેળાયલાંછે અને એક વગર બીજાની હાજરી આપણને દેખાઇ શકતી નથી તેથી આપણા જરથોસ્તી ધર્મે એ બે એકેકથી ઉલટી હાલતોને તેઓની લાયકની જગ્યા આપીછે. આપણા ધર્મમાં હોરમઝદનેજ સર્વ શકિતમાન સાહેબ ગણીને તેના હાથ નીચે બે શકિતઓ (Powers) મુકેલીછે અને તેઓને "સ્પેંત મૈન્યુશ" (creative Spirit) અને "અંગ્ર મૈન્યુશ" (destructive Spirit) નાં નામો આપવામાં આવ્યાંછે. એ બે શકિતઓની ઉપર બે "મીનોઓ" (Spirits or Angels) ઠેરવેલાછે. તેમાંથી પેહેલા (સ્પેંત મૈન્યુશ) મીનોનું કામ વૃધી કરવાનું, પેદા થયલાઓને સંપુર્ણ હાલતમાં લાવવાનું અને સારી

જીંદગી બક્ષવાનું છે તથા બીજા (અંગ્ર મૈન્યુશ) નું કામ પેદા થયલાઓનો નાશ કરવાનું, મોહોત મરકી ફેલાવવાનું અને દુન્યાનો છેડો લાવવાનું છે. એ બે મીનોના હાથ હેઠલ બીજા કેટલાક અમશાસ્પંદો અને યજતો તથા દેવો અને પરીઓ, તેઓંની મદદને માટે સોંપેલા દેખાયેછે. તેમાં "સ્પેંત મૈન્યુશ" ની મદદને માટે અમશાસ્પંદો અને યજતો તથા "અંગ્ર મૈન્યુશ" ને માટે દેવો તથા પરીઓ છે. હવે એ "મીનો"-ઓમાંના "સ્પેંત મૈન્યુશ" નું કામ માણસોને મન તથા તનનું સુખ બક્ષીને તેઓના આતમાઓનો છુટકો કરવાનું અને બુરી શક્તિનો દોર તોડવાનું હોવાથી તે કામ પરીપુર્ણ કરવાને માટે તેને જે કેટલાક મદદગારો આપવામાં આવ્યાછે તેમાં પહેલવહેલી જગ્યા આપણી બાબદ-વાળો "વોહુમનો" રોકેછે. તેની સામેના "અંગ્ર મૈન્યુશ"ના પહેલા મદદગારને "અકોમનો" (ઝંદ "𐬀𐬐𐬀"=બુરૂં અને "𐬨𐬀𐬥𐬋"=મન)નાં નામથી ઓલખવામાં આવ્યોછે.

હવે એ "વોહુમનો" ની મદદથી સ્પેંત મૈન્યુશની પેદાસોનો વધારો થાયેછે તે એ ભલા મીનો (વોહુમનો) ની નીચલી તપાસ ઉપરથી દેખાશે.

"વોહુમનો" ની ઉત્પતિ ઉપરથી આપણે જોયું કે એનો અર્થ ભલું મન, ભલો વિચાર, અક્કલ, અને ડહાપણ થાયેછે, અને અક્કલના ગોહેરથી આપણને રોશણ છે કે, આદમજાત પોતાને તેમજ બીજાંને અગણિત ફાયેદા કરી શકેછે, તથા સ્પેંત મૈન્યુશની પેદાસોની વૃધી કરી શકેછે. એ અક્કલનાં ગોહેરને લીધે આપણે પરવરદેગારના કેટલા આભારી છીએ, તે એક વિદ્વાનના નીચે ટાંકેલા બોલો ઉપરથી જણાશે.[1]

"આ દુન્યાની સર્વે પેદાસોમાં કોઇબી પેદાસને હોરમઝદની સાથે નજદીકનો સંબંધ હોય તો તે આદમ જાતને છે. તમામ પેદાસમાં માણસને હોરમઝદે હેલાએકું અને ઉંચું બનાવ્યુંછે. તેણે માણસને એકલાને બીજી તમામ પેદાસોની ઉપર મુકીને અક્કલનું ગોહેર બક્ષ્યુંછે, જે, માણસ વગર આ દુન્યાની કોઇબી બીજી ઉતપન થએલી પેદાસ ભોગવતું નથી. અક્કલ ધરાવ્યાને લીધે માણસ બીજી સર્વે વસ્તુઓથી

૧ મી૦ ખરશેદજી રૂસ્તમજી કામાજીનું જરથોસ્ત નામું સફે ૧૦૦ મે.

હેલુંએહું ગણાયેછે. એ જે મોટી બક્ષીસ માણસ ઉપર ઉતરીછે તે બક્ષીસને માર્ગે માણસ તથા હોરમઝદ વચે વહેવાર ચાલેછે, વાસ્તે જરથોસ્તે અક્કલની મારફતે હોરમઝદ સાથે વેહવાર ઉંઘાડવાને સઉથી પેહલી તજવીજ કીધી.''

એ રીતે આપણી બાબદવાલા "વોહુમનો" ને અક્કલે અવલ (Universal intelligence) તરીકે આપણા ધર્મમાં ગણેલોછે. તે ઉપરાંત એને વિષે આપણાં ધર્મ પુસ્તકોમાં આવેલા ઇસારાઓ ઉપરથી દેખાયેછે કે ગાથાના કેટલાક ફકરાઓ શીવાયે એને આપણા ધર્મ સ્થાપકો એક અમશાસ્પંદ—અક્કલે અવલ ઉપરના મઅવકલ અમશાસ્પંદ—તરીકે પણ ઘણો અગત્યનો દરજ્જો આપતા હતા. જોકે એ બાબદ વિષે વિદ્વાનોમાં બે મતો છે તોપણ અહીઆં તો એને એક અમશાસ્પંદ તરીકે ઓલખ્યા વગર ચાલશે નહી કારણ કે એને વિષે જંદ અને પહેલવી કેતાબોમાં આવેલાં વર્ણન ઉપરથી એ શીવાયે બીજાં મત ઉપર આપણાથી હાલ તરત અવાતું નથી. આ ઠેકાણે એ "વોહુમનો" વિષે પારસી ધર્મ ઉપર નુકતેચીની કરનાર ડૉકટર હાઉગનો વિચાર[1] તપકાવીને આપણી તપાસ આગલ ચલાવીશું.

"Vohumanô (Bahman) is regarded as the vital faculty in all living beings of the good creation. Originally, his name was nothing but a term for the good principle, as emanating from Ahuramazda, who is, therefore, called the father of Vohumanô. He pervades the whole living good creation and all the good thoughts, words and deeds of men are wrought by him."

**અર્થ**—"સઘલી ભલી જીવતી દુન્યામાં જે આત્મીક અથવા જીવન શક્તિ છે તેને "વોહુમનો" તરીકે લેખવામાં આવેછે. પહેલાં તેનું નામ હોરમઝદમાંથી નીકલતા એક ભલા ગુણને વિષે વપરાતું હતું અને તેથી તેને (હોરમઝદને) "વોહુમનો" ના બાપ તરીકે કહેવામાં આવ્યોછે. તે (વોહુમનો) સઘળી જીવતી અશો દુન્યામાં ફેલાઇ રહેલોછે અને માણસોમાં સઘલા ભલા વિચારો, ભલાં વચનો અને ભલાં કામો તેનાથીજ ઉતપન થાયછે."

આપણી બાબદવાલો "વોહુમનો" જરથોસ્તી માજદયસ્નની ધર્મની અગાઉના માજદયસ્નની ધર્મનો પણ એક ચઢતા વર્ગનો અમશાસ્પંદ

---

1 Essays on the Sacred Language, Writings and Religion of the Parsis by Martin Haugh Ph, D. 3rd Edition, Page 306, 2nd para.

હતો એવું કેટલુક લખાણુ "દબેસ્તાન" નામની એક ફારસી કેતાબમાંથી મળી આવેછે.[1] જરથોસ્તના ધર્મની અગાઉ જે માજદયસ્ની ધર્મ ઈરાન સરજમીન પર ફેલાયેલો હતો તે વખતના સીપાસીયાન, મહા બાદીયાન અને આબાદીયાન ટોળાનો તે એક પહેલા વર્ગનો ફરેસ્તો હતો; એ ઈરાની ટોળાઓના વિચાર પ્રમાણે દાદાર હોરમઝદે "બેહેમન" ને પહેલવહેલી હૈયાતી બક્ષી હતી, અને તેની મારફતે દુન્યામાં બીજાઓને પેદા કરવામાં આવ્યા હતા. સીપાસીયનોના વિચાર પ્રમાણે "બેહેમન" અક્કલનું એક કીમતી જવાહીર હતું. (the precious jewel of the intellectual principle.)[2]

હવે એ અમશાસ્પંદ વિષે જરથોસ્તી ધર્મપુસ્તકોમાં જે વર્ણન આવ્યુંછે તે તપાસીયે: 'અહુનવઇતી ગાથા' પ્રમાણે[3] દાદાર હોરમઝદે "વોહુમનો" માંથી દુન્યા પેદા કીધી હતી. એટલે કે ખોદાતાલાએ દુન્યા પેદા કરવાનો વિચાર કીધો અને તે વિચારને અમલમાં આણ્યો એમ સમજવું અથવા તો પાછલ આવતાં લખાણ પ્રમાણે પહેલાં અક્કલે અવલના સરદારને પેદા કીધો અને તેણે આ દુન્યા બનાવી એવી બે મતલબની સહમજ ઉપલા ગાથાનાં વાક્ય ઉપરથી ઉપજાવી શકાયછે. વલી 'બુનદેહેશ' કેતાબ પ્રમાણે[4] અંગ્ર મૈન્યુશના ગભરાતની વખતે દાદાર હોરમઝદે પહેલવહેલાં "વોહુમનો" ને પેદા કીધો હતો અને તેમાંથી રોશણી ઉતપ્ન થઇ હતી અને તેની સાથે માજદયસ્નાનોનો (જરથોસ્તી) ભલો અને નેક ધર્મ પ્રગટી નીકલ્યો હતો. ત્યારપછી અશ વહીસ્ત (અરદીબેહસ્ત) ક્ષથ્રવૈર્ય (શેહેરેવર) સ્પેંત આરમઇતી હઉર્વતાત્ અને અમેરેતાત્ નામના અમશાસ્પંદોને પેદા કરવામાં આવ્યા હતા. ત્યાર પછી ગેતીની દુન્યામાં પહેલાં આસમાન, પછી પાણી, પછી જમીન, પછી જાનવર અને છેલ્લે માણસોને પેદા કરવામાં આવ્યાં

---

1 Dabestan or School of manners translated from Persian by Anthony and O'Shea. Vol. I. Page 149.

૨ દબેસ્તાન પાનું ૬ ઠું પુસ્તક ૧ લું.

૩ જુઓ ડૉકટર મીલસ તથા ડૉકટર હૉગનો ગાથાનો તરજુમો હા૦ ૩૧ માંનો ૭ મો ફકરો.

૪ જુઓ ડૉકટર વેસ્ટનો બુનદેહેશનો તરજુમો. પ્રકરણ ૧ લું ફકરા ૨૩ અને ૨૫.

હતાં. ઉપલાં લખાણમાં જણાવ્યા પ્રમાણે "વોહુમનો" ને દાદાર હોરમઝદે સૌથી પહેલાં હૈયાતી બક્ષી હતી તેથી દાદાર હોરમઝદને "વોહુમનો" ના બાપ તરીકે ઓલખવામાં આવ્યાછે.[૧]

એ આપણા "વોહુમનો" ને વિષે ઉપર આવેલા વર્ણનને મળતું કેટલુંક લખાણ ખ્રીસ્તીઓની બાઇબલની St. John ની Gospel ની પહેલી ચોપડીમાં "The word" વીષે આવેછે તે આપણે પાછલા ભાગમાં તપાસી જોઇશું.

હવે એ આપણો "વોહુમનો" એક શકિત તરીકે કહો કે તે શકિતને ચલાવનાર એક અમશાસ્પંદ તરીકે કહો, મીનો અને ગેતીની દુન્યામાં શું શું કામો કરેછે તે નીચલા પ્રકરણમાં તપાસી જોઇએ.

## પ્રકરણ ૨ જું.

### "વોહુમનો" નું રેહેઠાણ તથા તેનાં કામો.

**"વોહુમનો" નું રેહેઠાણ**—હોરમઝદની માફક "વોહુમનો" 'ગરોનમાન' (ગરોથમાન બેહસ્ત) માં રહેછે અને સોનેરી તખત ઉપર બેસેછે,[૨] અને જયારે નેક આત્માઓ બેહસ્ત તરફ આવેછે ત્યારે તે ઉઠીને તેઓની નજદીક જાયછે અને તેઓ તરફ ફરીને બોલેછે "અએ અશો રવાનો ફાની દુન્યામાંથી આ અમર્ગ દુન્યામાં અમો વચ્ચે તમો કેમ આવ્યાંછો?" ત્યારપછી ખુશાલીથી હરખમાં આવીને અશો માણસોનાં રવાનોને અહુરમઝદના સોનેરી તખતભણી, અમશાસ્પંદોના તખત ભણી, અહુરમઝદનાં મકાન, અમેશાસ્પંદોનાં અને બીજાં અશોઓનાં મકાન ગરોનમાન ભણી આગલ લઇ જાયેછે.[૩] વલી અરદાવીરાફ જયારે જરથોસ્તી ધર્મની ખુબીઓ બરાબર જાણવા માટે પેલી દુન્યામાં ગયા

---

૧ જુઓ ઇજસ્નેનો હા૦ ૩૧ મો ૫૦ ૮ મો.

૨ જુઓ વંદીદાદ (વેસ્તરગાર્દવાલો) ૫રગરદ ૧૯ મી, ૫૦ ૧૦૨. તથા અરદાવીરા૫ (દસ્તુર હોશંગજીવાલો) પ્રકરણ ૧૧, ૫૦ ૧.

૩ જુઓ વંદીદાદ ૫રગરદ ૧૯, ફકરા ૧૦૩—૪—૫—૬ અને ૭.

હતા તે વખતે "વોહુમનો" એ તેવણને ઉઠીને સલામ કરી હતી અને ત્યારપછી હોરમઝદ તથા અમશાસ્પંદો સાથે ઓલખાણ કરાવી હતી.[૧] વલી ગરોનમાનમાં અહુરમજદ અને વોહુમનો વતરોગે બીજા અમશાસ્પંદો જેવાકે અરદીબેહસ્ત, શેહેરેવર, સ્ફંનદાદ, ખોરદાદ અને અમરદાદ પણ રહેછે.[૨] એ હોરમઝદ તથા અમશાસપંદોનાં મકાનને 'ગરોનમાન' (house of hymns) કહેવામાં આવેછે ત્યારે દેવ દરૂજોનાં મકાનને 'દ્રુજોદેમાન' (house of destruction) નાં નામથી ઓલખવામાં આવ્યુંછે.

ઉપલા અલંકારીક લખાણને મળતું કેટલુંક લખાણ ખ્રીસ્તી ધર્મ પુસ્તકોમાં પણ મળી આવેછે. ત્યાં પણ અક્કલ અથવા ડહાપણના ફરેસ્તાને હોરમઝદની આગલ બેસાડેલો માલમ પડેછે એટલુંજ નહી પણ હોરમઝદના છોકરા તરીકે તેને ગણેલો છે તે નીચલા ફકરાઓ ઉપરથી દેખાશે.

"From the begining and before the ages I am created and I will not cease at all unto eternity, and I have served before Him in His holy residence."[3]

**અર્થ**—"શરૂઆતથી અને જમાનાઓ અગાઉ મને પેદા કરવામાં આવ્યો છે અને હમેશ સુધી મારો અંત આવવાનો નથી અને હું તેની (ખોદા) નોકરી તેનાં પવીત્ર મકાનમાં કરતો આવ્યોછું."

મહાન કવી મીલટનની નીચલી સતરો ઘણી **અસરકારક** રીતે ખોદાઇ મંડલીનું વર્ણન કરેછે:—[૪]

"About him all the Sanctities of Heaven
Stood thick as Stars, and from his sight received
Beatitude past utterance; on his right
The radiant image of his glory sat,
His only son;"

---

૧ દસ્તુર હોશંગજીવાલો અરદાવીરાફ પ્રકરણ ૧૧ મું, ફકરો ૧ લો.

૨ ઇનજ્રને હા ૪૪ મો, ૫૦ ૯ મો.

૩ જુઓ Old Testament ની Ecclesiasticus XXIV, 14.

૪ Milton's Paradise Lost Book III, 60—64.

ઉપલી લીટીઓમાં આવેલો બોલ (son) જોકે ઘણું કરીને 'ક્રાઈસ્ટ' ને લાગુ પાડેલો લાગેછે તોપણ તે આપણા "વોહુમનો" ની માફક અહુરમઝદનાં મકાનમાં રહેછે અને તેના જમના હાથ ઉપર બેસેછે તથા માણસોના છુટકારાને માટે શારીરીક આકારમાં આ દુન્યામાં આવ્યો હતો એવો ખ્રીસ્ટીઓનો પણ એકમલતો વિચાર દેખાડવાને આ લીટીઓ ટાંકીછે, એટલુંજ નહી પણ એ ખ્રીસ્ટીઓનો વર્ડ (Word) તથા વીસ્ડમ (Wisdom) આપણા "વોહુમનો" ને ઘણાખરા મલતા આવેછે એવું પાછલા ભાગમાં દેખાડીશું. એજ માફકનો વીચાર યાહુદીઓમાં પણ છે. તેઓના પણ ચાર મુખ્ય ફરેસ્તાઓ ખોદાની ગાદીની આસપાસ બેસેછે.[૧]

"God surrounded his luminous throne with four angels; namely with Michael on the right, with Gabriel on the left, with Uriel in front, with Rafæl towards the west."

**અર્થ**—ખોદાની ચલકાટ ભરેલી ગાદીની આસપાસ ચાર ફરેસ્તાઓ છે; જેવા કે 'મીકાયેલ' જમણા હાથપર, 'ગેબ્રીયલ' ડાબા હાથપર, 'ઉરીયલ' સામે અને 'રફાયેલ' પછવાડે છે.

---

## "વોહુમનો" ની આ દુન્યાના માણસોને મદદ.

"વોહુમનો" જોકે પેલી દુન્યામાં રહેછે અને પોતાની હકુમત ચલાવેછે તોપણ આ દુન્યામાં માણસો ઉપર પણ તે ઘણી નેહેગેબાની રાખી શકેછે અને તેઓને પોતાનાં કામમાં ઘણી મદદ પણ કરી શકેછે. આપણે પાછલા ભાગમાં જોઇશું કે અશો સ્પેંતમાન જરથોસ્ત આગલ "વોહુમનો" આવ્યો હતો અને તેમને ધર્મનું જ્ઞાન આપી ગયો હતો, તે અગાઉ "વોહુમનો" આપણા ખાકી બંદાઓને પણ કેવી રીતે મદદ કરી શકેછે તે તપાસીયે:—

"વોહુમનો" માણસોને ભલા વિચારો, અક્કલ હુશીઆરી અને ડહાપણ બક્ષેછે કે જેથી તેઓ અશો હાડમંદ દુન્યાની આબાદી કરે અને તેઓનું સુખ તથા પોતાના આત્માઓનું સુખ વધારે કારણ કે

---

૧ જુવો Dr. Alexander Kohut's Jewish Angelology and Demonology based upon Parsism, Translated from the German by Mr. K. R. Cama Part II. page 3.

માણસ જાતને "વોહુમનો" ની અક્કલ અને ડહાપણ વગર સવાબી થવું બહુ મુસ્કેલ છે અને તેમનાથી દુન્યાનું સુખ તથા બેહેસ્તનો રસ્તો મેળવી શકાતો નથી. મોટી "હફ્તન યસ્ત" ભણનાર નીચલા સખુનો બોલેછે:—

[illegible]

"વોહુ-ખ્વા મનંહ્હા વોહુ-ખ્વા અષા વંહ્રુહુયાઓ ખ્વા-ચિસ્તોઇશ્ સ્કયોથનાઇશ્ચા, વચેબીસ્ચા પઇરી-જસામઇદે."

**અર્થ**—"(અએ હોરમઝદ) તુંને ભલાં મને કરીને, તુંને ભલી અશોઇએ કરીને, તુંને ભલા ડહાપણના કામોએ કરીને તથા સખુનોએ કરીને હમો પોહોચીએ છીયે."[१]

ઉપલા ફકરા પરથી ખુલ્લું દેખાયેછે કે "વોહુમનો" ની મદદથી એટલે ભલા વિચારો અને ડહાપણની મદદથી અહુરમઝદને પોહોંચી શકાયેછે. વળી "વોહુમનો" ની મદદથી જુઠાઇ અને નાશકારક દેવ અંગ્ર મૈન્યુશને પણ હઠાવી શકાયેછે તે નીચે ટાંકેલા "અહુનવઇતી" ગાથાના ફકરાના ડૉકટર હૉગે કીધેલા તરજુમા ઉપરથી સાફ દેખાશે.[२]

"Wisdom is the Shelter from lies, the annihilation of the destroyer (the evil spirit). All perfect things are garnered up in the splendid residence of the Good Mind (Vohumanô), the Wise (Mazda) and the Righteous (Asha) who are known as the best beings."

**અર્થ**—"ડહાપણને લીધે જુઠાઇથી બંચાવ થાયેછે અને ડહાપણથી નાશ કરનાર (દેવ) દૂર થાયેછે. "વોહુમનો," "મઝદ," અને "અષ" જેઓ સઉથી સરસ આકાશીઓ તરીકે જણાયેલાછે તેઓના ઝળકાટ ભરેલાં મકાનમાં સઉથી સંપુર્ણ ચીજોનો ભંડાર હોયછે."

વળી એજ ગાથામાં ભણનાર ભલાં મનથી ચાલવાને માટે સચાઇ જાણવા માંગેછે, એટલુંજ નહી પણ "વોહુમનો", "અષ" અને "ક્ષથ્ર"

---

૧ જુઓ એરવદ કાવસજી એદલજી કાંગાની ખોરદેહ અવસ્તા બા માયની બીજી આવૃતી પાને ૧૯૨—૯૩.

૨ જુઓ એજ વિદ્વાનના પારસી ધર્મ ઊપરનાં ભાષાણો પાનું ૧૫૧ મું.

ની મારફતે આ તન તથા જીંદગીનું સુખ પણ માગવામાં આવેછે.[૧] વળી "વોહુમનો" જેઓ નેક અને અશો હોતાં નથી, તેઓથી દુરજ રહેછે, (યસ્ન ૩૪ મો હા૦ ફકરો ૯ મો) એટલુંજ નહી પણ "વોહુમનો" નાં ગ્યાન અને મદદથી તો આ ખાકી માણસ પણ અહુરમઝદના જેવું થઇ શકેછે.

"[illegible]"

"ત્વાવાંસ્-મઝદા વંઘેઉશ્ ખ્રથ્વા-મનંઘો."

**અર્થ**—"તે (ડહાપણવાલો શખશ) "વોહુમનો" ની અકલથી તારા જેવો છે."[૨]

હવે "મીનોઇ ખેરદ" નામની પહેલવી કેતાબમાં જણાવવામાં આવ્યુંછે કે ડહાપણ (વોહુમનો) થીજ સ્પેંતમાન જરથોસ્ત હેરેમનની ફુસલાવણી તથા લાલચો ઉપર ફતેહ પામી શકયો હતો અને ગુસ્તાસ્પ, જરથોસ્ત, ગયોમરદ અને બીજાઓ પણ ડહાપણની મદદથીજ બેહેસ્તમાં સારી જગ્યા મેળવી શકયા હતા,[૩] તથા ડહાપણની પુરતી મદદ વગર વગર તો જમશેદ, ફરેદુન અને કાઉસ બેહેસ્તમાં જવાને થોડાજ ફતેહ પામ્યા હતા.[૪] એવીજ મતલબનું લખાણ ખીસ્તીઓની Wisdom (ડહાપણ) નામની ચોપડીમાં પણ મળેછે, ત્યાં પણ આદમ, નોહા, એબ્રાહમ અને બીજા ધર્મગુરૂઓનો તથા ઇસરાયેલના લોકોનો તેઓના દુષમનોની સામે ડહાપણ (ડહાપણનો ફરેસ્તો) બચાવ કરેછે.[૫]

ઉપલા ફકરાઓ ઉપરથી આપણને દેખાયછે કે આ હાડમંદ દુન્યાના મનુષ્યને "વોહુમનો" ના ડહાપણની ઘણી જરૂર છે અને તેની મદદ વગર તો પેલી દુન્યાનું તો શું પણ આ દુન્યાનું પણ સુખ મેળવી શકાય નહીં. તેથી જો તે સાહેબની (વોહુમનો) ખીદમતમાં હંમેશા હથીઆરબંધ રહ્યા હોઇએ, એટલે, હંમેશાં મનમાં ભલો વિચાર રાખીને તથા તેની જગ્યા કાંઇ પણ બુરો વિચાર નહી લે એવી ઇચ્છા

---

૧ જુઓ યસ્ન, હા૦ ૩૩ ૫૦ ૮ મો તથા ખોરશેદ નીયાયેશ.

૨ જુઓ યસ્ન, હા૦ ૪૮ ૫૦ ૩ જો.

૩ મીનોઇ ખેરદ પ્રકરણ ૫૭ ૫૦ ૧૯—૨૦.

૪ મીનોઇ ખેરદ પ્રકરણ ૫૭, ૫૦ ૨૧.

૫ Wisdom X. XI.

રાખીને તે હમેશાં અમલમાં લાવવાને અને તે ઉપર મુખ્ત્યારી રાખ-વાને શક્તિવાન થવાને માટે તે પરમ દયાળુ સર્વ શક્તિમાન સાહેબ પાક પરવરદેગારની મદદ માંગતા રહીયે તો આ અને પેલી દુન્યાનું સુખ ખચીતજ પ્રાપ્ત થઇ શકે.

---

## "વોહુમનો" માણસોમાં સહલા સંપજ જાળવી રાખેછે.

"વોહુમનો" નાં ડાહપણથી માણસો એક બીજાંમાં સલાહ સંપજ જાળવી રાખી શકેછે, અને પોતાને તેમજ પારકાઓને ફાયદો કરી શકેછે. એ સલાહ સંપજ જાળવી રાખવાની ખાસ્યતને લીધે એ "વોહુમનો" ને Plutarch પોતાની De Iside et Osiride નામની કેતાબમાં Theon Eunoias સાથે સરખાવેછે.[1]

---

## "વોહુમનો"—ગોસ્પંદો ઉપરના મઅવકલ અમશાસ્પંદ તરીકે.

આપણી બાબદવાલા "વોહુમનો" ને માણસો તેમજ ગોસ્પંદો ઉપર બલકે સઘલી જાનદાર પેદાસો ઉપર મુકરર કરેલો લાગેછે. માણસો સાથનો તેનો સંબંધ આપણે તપાસ્યો, હવે ગોસ્પંદો ઉપરની તેની સરદારી વિષે થોડુંક વર્ણન કરીશું.

જરથોસ્તી ધર્મના ફેલાવાને વખતે ખેતીવાડી જેવા ઉતમ ધંધાને ઘણું વજન આપવામાં આવેલું હોવાથી અને ખેતીને માટે જરૂરનાં ઢોરોની જોઇતી સંભાળ અને રક્ષણ કરવાને પુરતી અગત્ય દેખાડ-વાને માટે એ ધર્મમાં દગલે દગલે પશુઓ અને ઢોરો ઉપર રહેમનજર રાખવાને ફરમાવવામાં આવ્યુંછે, એટલુંજ નહીં પણ તેઓનાં રક્ષણને માટે એક અમશાસ્પંદ પણ મુકરર કીધેલો લાગેછે. તે અમશાસ્પંદ આપણી બાબદવાલો "વોહુમનો" છે. જોકે એ વિષેના સીધા અને ખાતરીપુર્વક ફકરાઓ હાલમાં આપણી પાસે જલવાઇ રહેલા અવસ્તા લખાણમાંથી મળતા નથી તોપણ કેટલેક દરજજે અવસ્તાને આધારે લખાયેલી પહેલવી કેતાબોમાંથી એવીજ મતલબનું કેટલુંક લખાણ મળેછે તે નીચે ટાંકુંછું.

---

1 See Dr Alexander Kohut's Jewish Angelology and Demonology based upon Parsism translated from German by Mr. K. R. Cama.

"જે કોઇ 'વોહુમનો' ને ખુશી કરવા માંગતો હોય અને તેનાં (વોહુમનોના) સુખને માટે કાંઇબી કરવાને રાજી હોય તો તેણે 'વોહુમનો' ની ચીજોનો વધારો કરવો અને જે કોઇ ચ્હાતો હોય કે 'વોહુમનો' તેની સાથેનો સાથે રહેતો તેણે દરેક જગ્યાએ અને દરેક વખતે સારા બનાવેલાં અને સારો ખોરાક આપનારા ગોસ્પંદોને ખુશી રાખવા અને કોઇબી રીતે તેઓનાં સુખને માટે મહેનત કરવી, અને જુલમગારો તથા ગ્માલસુઓના જુલમાતમાંથી તેઓનો બચાવ કરવો. તેણે તેઓને (ગોસ્પંદોને) જુલમગાર માણસને લાંચ તરીકે પણ આપવાં નહીં પણ તેઓને ખુશીવાલી અને ગરમ જગ્યામાં રાખવાં અને ઉનાળામાં તેણે તેઓને માટે ઘાસ અને દાણા ભરી રાખવા કે શીયાળામાં તેઓને ચરવાની મહેનત પડે નહીં. તેણે તેઓને નીચ અને હલકાં માણસોને આપવા નહીં પણ સારાં માણસોને તેઓની બક્ષીસ કરવી. વળી તેઓને તેઓના બચ્ચાંઓ આગલથી દુર હંકારવાં નહીં અને બચ્ચાંઓને તેઓનાં દુધથી દુર રાંખવાં નહીં." ઉપલી રીતનું ફરમાન આપવાનું કારણ નીચે જણાવવામાં આવ્યુંછે, "કારણકે તેઓ આ દુન્યામાં 'વોહુમનો' નો બીજો ભાગ (ccounterpart) છે. જેઓ સારો ખોરાક (અલબતાં, દુધનો) આપનારાં પશુઓની સારી બરદાસ્ત લેછે, તેઓની કીર્તી આ દુન્યામાં ફેલાયેછે અને બેહેસ્તમાં હોરમઝદનો ચલકાટ તેઓનો પોતાનો થાયેછે."[૧]

વળી દબેસ્તાન કેતાબમાં અલંકારીક રીતે વર્ણવેલુંછે કે જયારે જરથોસ્ત સાહેબ હોરમઝદની જનાબમાં પોતાના ધર્મ વિષેની પુરતી માહેતગારી મેળવવા ગયા હતા તે વખતે તેવણની આગળ "વોહુમનો" આવી મળ્યો હતો[૨] અને તેવણને કહ્યું હતું કે "હું તુંને મારા સઘળાં બકરા અને ગોસ્પંદો સોંપુંછું અને તું નીચલી દુન્યામાં જઇને સઘળા મોબેદો, દાનાવો અને સઘળાં માણસોને તેઓની પુરતી સંભાળ લેવાને ફરમાવજે અને કહેજે કે તેઓએ વાછરડાં, મેંઢા, બકરાં અથવા કોઇ પણ ચોપગાંને કાપવાં નહી કારણ કે માણસોને તો તેઓની તરફથી ઘણા મોટા ફાયેદાઓ થાયેછે. હોરમઝદે તેઓને

---

૧ See Dr. West's translat on of "Shâyast La Shâyast" in the Sacred Books of the East Chapter 15, Paras 9 to 11.

૨ જુઓ દબેસ્તાન પાનું ૨૪૦, પુસ્તક ૧ લું.

(ગોસ્પંદોને) મારી સંભાળ તળે મુકયાંછે અને હું તુંને તેઓને સોંપુંછું તેથી તું મારા સુખનો બીનવજનદાર ગણતો ના પણ નીચલી દુન્યામાં જુવાન અને બુઢાંઓને તે સુખનો તરફ માન રાખવાને શીખવજે."
ઉપલા ફકરાઓ ઉપરથી ખુલ્લું દેખાયેછે કે વોહુમનો ગોસ્પંદો ઉપર નેમાયેલો એક અમશાસ્પંદ છે અને ગોસ્પંદોને ઇજા કર્યાથી તે ઘણો ગુસ્સે થાયેછે એટલુંજ નહી પણ ગોસ્પંદોને દુખ દેનારા તથા મારનારાઓને પણ આપણા ધર્મમાં ગુનેહગાર ઠેરવેલાછે અને તેઓને માટે શીક્ષા ફરમાવેલીછે.

"જેઓ જાનવરોને ગેરકાયેદે કાપેછે તેઓને આ પ્રમાણે શીક્ષા થાયેછે. તે કાપેલાં જાનવરનો દરેક બાલ તે કાપનારને માટે (પેલી દુન્યામાં) એકકી છરી થઇ પડેછે. જાનવરોમાં મેંઢું, બકરૂં, બળદ, લડાઇનો ઘોડો, સસલું અને વાગલું તથા મરઘો અથવા 'વોહુમનો'નું પક્ષી, એઓને તો કાપવાથી તદનજ પહરેજ રહેવું જોઇએ."[1]

વળી ગાયે ગોસ્પંદો તરફ જે કાંઇ ગુનાહ થયો હોય તેને માટે પણ પતેત પશેમાનીની બંદગીમાં તાજેશ કરવામાં આવેછે. એ ગોસ્પંદો તરફના ગુનાહની મતલબ "ખોરદેહ અવસ્તા બા માયેની" નો તરજુમો કરનાર એરવદ કાવસજી એદલજી કાંગા પોતાની ચોપડીને પાને ૧૩૫ મે નોટ મારી નીચે મુજબ સમજાવેછે.

"ગાયે ગોસ્પંદો સાથના ગુનાહની મતલબ એ કે તેઓની સાથે ઘાતકીપણું ચલાવ્યું હોય તથા જયારે તેઓ આપણા હસ્તકમાં હતાં ત્યારે તેઓની ઘટતી પરવરેશ તથા જોઇતી જતન લીધી ન હોયે."

વળી ગાયે ગોસ્પંદોને બેહરામ યશ્તના ૨૦) માં ફરદામાં નીચે પ્રમાણે દુવા ચાહાવામાં આવેલીછે.[2]

"હોરમઝદના પેદા કીધેલા બેહેરાંમ (ઇજદ) ને હમો વખાણીએ છીએ. ગાયે-ગોસ્પંદને માટે હિમ્મત (હોજો), ગાયે-ગોસ્પંદને માટે વખાણ (હોજો), ગાયે-ગોસ્પંદને માટે (સારા) સખુન (હોજો), ગાયે-ગોસ્પંદને માટે ફતેહ (હોજો), ગાયે-ગોસ્પંદને માટે ખોરાક (હોજો), ગાયે-ગોસ્પંદને માટે વસ્ત્ર (હોજો), ગાયે-ગોસ્પંદને માટે (માણસે) મેહેનત કરવી જોઇએ, (સબબ કે) તે આપણા ખોરાકનેમાટે વધારો કરનારાં છે."

---

૧ Shâyast La Shâyast Ch. 10, Paras. 8—9.

૨ જુઓ એરવદ કાંગાની ખોરદેહ અવસ્તા બા માએની પાનું ૨૯૬.

• વળી આપણામાં "બેહેમન" મહીનામાં તથા દરેક મહીનામાં ચાર "અનરોજા"ના દીવસો ઉપર ગોશ નહી ખાવાનો રેવાજ પણ ઉપલા દયાલું ફરમાનોનો એક નાનકડો ફાંટો દીસેછે તો જો કે તે ઉપલાં ફરમાનો ઉપર હાલમાં પુરતો અમલ કરવામાં આવતો નથી.

હવે એ બાબદના બીજા ફાંટાની થોડીક તપાસ લઇએ. "અહુનવઇતી" ગાથામાં નીચલો ફકરો આવેલોછે જે ઉપરથી દેખાયેછે કે જરથોસ્તી ધર્મના ફેલાવાની અગાઉ ગોસ્પંદોને કાપી ખાવાનો ઘાતકી રેવાજ ઇરાન સરજમીનપર ફેલાયેલો હોવો જોઇએ પણ જરથોસ્તી ધર્મે જયારે ગોસ્પંદો અને ઢોરો તરફ મમતા બતાવવાને ફરમાન આપ્યું હશે ત્યારે તેઓને કાપી ખાવાની પણ મનાઇ કીધેલી લાગેછે.

"આ પાપીઓમાંનો વિવંઘાનનો જમશેદ છે જેણે અમો માણસોને ગોશના કટકા ખાતાં શીખવ્યું હતું."[1]

ગાથાના ઉપલા ફકરાપરથી દીસેછે કે જરથોસ્તના વખતની અગાઉ ગોશનો ખોરાક જમશેદ પાદશાહના વખતમાં ઇરાન ભુમીપર દાખલ થયો હતો પણ જરથોસ્તી ધર્મના ફેલાવાની વખતે જોડાયેલા આ "ગાથા" માં એ રેવાજ સામે નાપસંદગી બતાવવામાં આવેલી દીસેછે.

ઉપલા ગાથાના ફકરાનો તરજુમો ઘણો ખાતરી ભરેલો કહેવાતો નથી તથા અવસ્તાના બીજા કેટલાક ફકરાઓમાં ખુલ્લી રીતે માસનો ભક્ષ કરવાનું તથા ક્રીયાકામમાં માસનો ઉપયોગ કરવાનાં ફરમાનો આવેલાંછે. વંદીદાદની પાંચમી ફરગર્દમાં સુવાવડી ઓરતને "પાણી વીનાનું ભુંજેલું ગોશ ખવડાવવાને ફરમાવવામાં આવ્યુંછે." વળી એ પછીના યસ્તનાં લખાણોમાં પણ પશુ પકાવવાનું ફરમાન આવેલુંછે.[2] એવા એકએકથી ઉલટાં લખાણોને લીધે આપણાથી ચોકસ રીતે કહી શકાતું નથી કે જરથોસ્તી ધર્મમાં માસનો ખોરાક ખાવાની તદન મના કીધીછે તો જોકે ગુમ થઇ ગયેલા કેટલાક અવસ્તા લખાણો પાછા મળી આવે અથવા તો કેટલાંક લખાણોની હમણા સુધી ખાતરીપુર્વક

---

૧ See Dr. Mill's translation of the Gathas in the Sacred Books of the East Ch.—XXXII Para 8.

૨ વંદીદાદ ફરગરદ ૫ મી ૫૦ ૫૨ તથા તીર અને બેહેરામ યસ્ત ૫૦ ૫૮ તથા ૫૦.

સમજણ પડતી નથી, તેઓ ઉપર વધુ અજવાળું પડીને એ રેવાજને જરથોસ્તી જેવા ધર્મ સાથે કશો તાલુકો નથી એવું દેખાડવામાં આવે તો આ અદના લખનાર કરતાં કોઇ વધારે ખુશી થશે નહી કારણ કે એ માસ ખાવાનો રેવાજ ઘણો નાપસંદ કરવા જોગ છે.

## "વોહુમનો" માણસોનાં પાપ અને સવાબનો હિસાબ રાખેછે.

"દાદસ્તાને દીનીક" નામની પહેલવી કેતાબમાં સવાલ પુછવામાં આવ્યોછે કે માણસોના આત્માઓના પાપ અને સવાબનો હીસાબ કોણ રાખેછે તેના જવાબમાં જણાવવામાં આવ્યુંછે કે "વોહુમનો" દહાડામાં ત્રણ વખત દરેક જીવતાં માણસોના વિચારો, વચનો અને કામોનો હીસાબ રાખેછે, અને તે હીસાબ (રસ્તાખેઝને વખતે) રજુ કરશે. તે વખતે હોરમઝદ, વોહુમનો, મીથ્ર, સરોશ અને રશ્નું તે હીસાબને ઇનસાફથી તપાસી જોશે.[1]

ઉપલાના જેવોજ વીચાર મહમદયાનોમાં પણ છે. તેઓમાં પણ બે ફરેસ્તાઓ દરેક જીવતાં માણસની સાથે રહેછે, તેમાંનો એક જમણા હાથપર અને બીજો ડાબા હાથપર રહીને તે માણસના સઘળા વીચાર, વચન અને કામોનો હીસાબ રાખેછે એવું લખાણ કોરાનમાંથી મળેછે.[2]

## "વોહુમનો" તીશતર સેતારાને વરસાદ વરસાવવામાં મદદ કરેછે.

"બુનદહેશ" કેતાબના ૭ માં પ્રકરણ અને ત્રીજા ફકરામાં તથા "જાદસ્પરમ" ની કેતાબના ૬ ઠાં પ્રકરણ અને ૩ જા ફકરામાં જણાવવા પ્રમાણે "વોહુમનો" તીશતર સેતારાને આ દુન્યામાં વરસાદ વરસાવવામાં મદદ કરેછે. એવીજ મતલબનું કેટલુંક લખાણ "ફરવરદીન" યશ્તના ૭૭ અને ૭૮ માં ફકરાઓમાં પણ આવેલુંછે, તે નીચે ટાકુંછું :—

---

૧ See Dr. West's transl. in the Sacred Books of the East Ch. 14, Para 2.

૨ See Mr. Palmer's translation of Koran in the Sacred Books of the East, Introduction.

"જયારે 'અંગ્રમૈન્યુશ' પવીત્રાઇની પેદાયેસમાં દાખલ થયો ત્યારે 'વોહુમનો' અને 'આતશ' (આતશ ઉપરનો મુઅવકલ ફરેસ્તો) તેની સામે થવાને આવ્યા અને બંને ફરેસ્તાઓએ બુરા 'અંગ્રમૈન્યુશ'ના કપટનો નાશ કર્યો તેથી પાણીઓને તેમના ઝરામાંથી વહેતાં અને ઝાડોને તેમનાં મુળમાંથી ઉગતાં તે (અંગ્રમૈન્યુશ) અટકાવી શકયો નહી."[1] એ અલંકારીક ફકરાની મતલબ કોઇ ખુદરતી બનાવ (Natural phenomenon) દેખાડવાની લાગેછે.

---

## "વોહુમનો" દુન્યાની આખેરીએ "અકોમનો" ને મારશે.

'અહુનવઇતી ગાથા'માં જણાવવામાં આવ્યુંછે કે છેલ્લે સરવાલે "વોહુમનો" ની મારફતેજ હોરમઝદની ફતેહ થશે.[2] વળી જમ્યાદ યસ્તના ૯૬ માં ફકરામાં તથા બુન્દેહેશના ૩૦ માં પ્રકરણના ૨૯ માં ફકરા પ્રમાણે "વોહુમનો" "અકોમનો" ને મારશે.

ઉપલાં અલંકારીક લખાણની કેટલીક સમજણ આ ઠેકાણે આપેલી રદ જશે નહી. "વોહુમનો" "અકોમનો" ને મારશે એટલે શું ! આપણે ઉપર જોઇ ગયા તેમ "વોહુમનો" એ નેક વિચાર, ડહાપણ, અને અક્કલનું બીજુ નામછે અને "અકોમનો" તેથી ઉલટી રીતે બદ વિચાર, બેવકુફાઇ અને મગરૂરી બતાવવાને માટે વપરાયેછે. જેમ "વોહુમનો" ને અહુરમઝદે પેદા કીધોછે અને તેથી તેનો બાપ કહેવાય છે તેમ "અકોમનો" ને "હેરેમને" વોહુમનોની સામે થવા બનાવ્યોછે.[3] જરથોશ્ત સાહેબના ધર્મની મુખ્ય ખુબી એજ છે કે તેવણે ખરાબ અને સારૂં એ બેઉને પોતાની ફીલસુફીમાં જગ્યા આપીછે પણ સાથે એવું પણ સમજાવ્યુંછે કે અંતે ખરાબનો નાશ થશે અને સારૂંજ ફાવશે. પણ એવી ઉમદા ફીલસુફીને ભેલી નાખીનેજ કેટલાક યુરોપીઅન વિદ્વાનો તથા પાદરીઓ એવું સમજાવવા નીકલેછે કે જરથોસ્તી ધર્મ બે ખોદાને માનનારો છે (dualism) અને તેથીજ અહુરમઝદ અને અંગ્રમૈન્યુસ એ બે જણાને સામાસામી મુકયાછે. પણ એ વિચાર

---

૧ જુઓ એરવદ માદનવાળો યસ્તનો તરજુમો.

૨ See Dr. Mills transl. of the Gathas in the S. B. of the E. Ysn. XXX. Para 8.

૩ Bundesh. Ch. I. Para 24.

કેટલો ખોટો છે એવું આ અગાઉનું પુરવાર થયેલુંછે અને તેને વધુને વધુ ટેકો મલતો જાયેછે, એટલે આ ઠેકાણે એ તકરારમાં ઉતરવાની કાંઇ જરૂર નથી. આપણી સાદી સમજ પણ કબુલ કરેછે કે સારૂં હમેશાં ખરાબ ઉપર સરસાઇ ભોગવેછે. જોકે કોઇ કોઇ વાર બુરૂં સારાંપર ફાવી જાયેછે ખરૂં પણ તેતો ઘણોજ થોડો વખત. એ ધોરણ પર આ દુન્યાનો પણ કારોબાર રચાયેલો હોવાથી જોકે જરથોસ્તી ધર્મે અહુરમઝદને એકલો, સ્વતંત્ર અને અગમ પછમનું જાણનાર તરીકે કબુલ રાખ્યોછે તે છતાં તેની દુન્યામાં નેકી અને બદી આમેજ થયેલીછે અને તેઓ થોડોક વખત એક બીજા સાથે પોતાનું જોર અજમાવશે પણ અંતે બદીનો નાશ થશે અને નેકી ફાવશે એવું દેખાડવાને 'સ્પેંત મૈન્યુશ 'ની સામે 'અંગ્ર મૈન્યુશ' અને "વોહુમનો"ની સામે "અકોમનો" ને એક બીજા સામે લડાઇ કરતાં ચીતાર્યાછે. એ ઉપરથી માલમ પડેછે કે નેકી બદી ઉપર ફાવશે એવું દેખાડવાને "વોહુમનો" "અકોમનો" ને મારશે એમ અલંકારીક રીતે કહેવામાં આવ્યુંછે.

## "વોહુમનો" નું પક્ષી તથા ફુલ.

બુનદેહેશ કેતાબના ૨૭ માં પ્રકરણના ૨૪ મા ફકરા પ્રમાણે "વોહુમનો" ને સફેદ ચંપેલીનું ફુલ અરપણ કરવામાં આવેલુંછે. તથા શાયસ્ત લાયસ્ત કેતાબના ૧૦ માં પ્રકરણના ૯ માં ફકરા પ્રમાણે મરઘો તથા "સદદર" કેતાબના ૧૪ માં પ્રકરણના ૮ માં ફકરા પ્રમાણે "અશોઝસ્ત" નામનું પક્ષી "વોહુમનો" ના ઘણાંજ માનીતાં પંખેરાંઓ છે.

## "વોહુમનો" શબ્દ માણસ તરીકે તથા તેના પેહેરણ તરીકે પણ વપરાયલોછે.

વંદીદાદની[૧] ૧૯ મી પરગરદના ૨૦—૨૫ ફકરાઓમાં વપરાયેલા "વોહુમનો" બોલનો અર્થ એ જગ્યાએ "માણસ" તરીકે લેવો પડેછે. ત્યાં સ્પેંતમાન જરથોસ્ત દાદાર અહુરમઝદને પુછેછે કે "ભલો મીનો (જે માણસમાં છે) હમરીત રિમન થાયેછે, ને પતરિત રિમન થાયેછે,

૧ જુઓ એરપત દાદનનો વંદીદાદનો તરજુમો.

દેવોથી મરાયેલાં તનથી (રિમની પોંહોચેછે) દેવો હમરીત રિમન કરેછે (એવે વખતે) વોહુમનો (માણસમાંનો ભલો મીનો) પવીત્ર થાયે તે માટે (શું કરવું જોઇએ)? ત્યારે હોરમઝદ તે રિમન થયેલા માણસને ગોધાના ગોમેજથી તથા પાણીથી નહુવરાવા કહેછે અને બીજી કેટલીક ક્રીયા કરવા કહેછે.

એ ફકરામાં "વોહુમનો" નો અર્થ માણસ તરીકે લીધા વગર ચાલતું નથી એટલુંજ નહી પણ પ્રોફેસર દારમસ્ટેતર એ બોલનો અર્થ માણસનાં કપડાં તરીકે પણ કરેછે કારણકે તે કહેછે કે ઉપલા ફકરામાં માણસને ચાર વખત ગોમેજથી અને બે વાર પાણીથી નહુવરાવા કહેવાયે નહી કારણકે વંદીદાદની ૮ મી અને ૯ મી ફરગરદો પ્રમાણે તો માણસે છ વાર ગોમેજથી અને ત્રણ વાર પાણીથી નહાવું જોઇએ.[૧] એવી મતલબ એ પ્રોફેસર "દાદસ્તાને દીની" કેતાબમાં આવેલા એક ફકરા ઉપરથી ઉઠાડતો લાગેછે;[૨] ત્યાં આપણા સદરાને "વોહુમનોઇ કવીસતર્ગ" (garment of Vohumanô) કરી કહેવામાં આવ્યો છે, કારણકે તે તદનજ સાફ, સફેદ અને એકવરોજ હોયછે અને "વોહુમનો" પણ હોરમઝદની એકલી પહેલવેહેલી પેદાસ છે.

**"વોહુમનો" ને પસંદ પડતાં કામો**—"વોહુમનો" ને પસંદ પડતાં કામોનાં મુખ્ય કામ "ખેતુદથ" કરવાનું તથા લાંચ રૂસ્વત નહી આપવાનું કે લેવાનું છે.

**"વોહુમનો" અથવા "બેહેમન"** એ જરથોસ્તી પંચાગનો ૧૧ મો મહીનો અને બીજો રોજ છે અને તે દીવસે એક જસન કરવામાં આવેછે.

---

૧ એરપત જાદનનો વંદીદાદનો તરજુમો. ફરગરદ ૧૯, ફકરા ૨૨ ની ફુટ નોટ ૧ લી.

૨ See Dr. West's transl. in the Secred Books of the East, Ch. 40 Para 2.

# પ્રકરણ ૩ જું.

## "વોહુમનો" ની જરથોસ્ત પેગમ્બર સાથે થયેલી મુલાકાત.

ઈજશનીનો ૨૮ મો હા જે અહુનવઈતી ગાથાનો પહેલો હા ગણાયેછે તેમાં શરૂઆતમાં જરથોસ્તે પોતાને વાસ્તે હાથ જોડીને અને નમનતાઈથી દુવા ચાહી હતી કે ઓ ! દાદાર હોરમઝદ બેહેમનની અક્કલની બક્ષીસ મને પોંહોંચાડ; એ બાબદનો નીચલો ફકરો મળેછે.૧

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

"અહ્યા યાસા નેમંઘા ઉસ્તાનઝસ્તો રફેધ્રહ્યા મૈન્યેઉશ્ મઝદા પોઉરવીમ્ સ્પેંનતહ્યા અશા વીસ્પેંગ્ શકયોથના વંઘેઉશ ખ્રતુમ્ મનંઘો યા ખ્શ્નવીશા ગેઉશ્ચા ઉરવાનેમ્."

**અર્થ**—"નમનતાઈથી હાથ ઉંચા કરતો આ ખુશાલીની ઉમેદ રાખુંછું તે એ કે પેહેલા હોરમઝદના, સ્પેંનામીનોનાં રાસ્તી ભરેલાં તમામ કામો તથા તેનાં ભલાં મનની (બેહેમનની) અક્કલ જેથી કરીને જેહાનના રવાનને હું ખુશાલ કરી શકું."

ઉપલા ફકરામાં જરથોસ્ત સાહેબને અક્કલે અવલની મદદ માંગતા આપણે જોઈએ છીએ. આપણે આગલાં પ્રકરણોમાં જોઈ ગયા છઈએ કે બેહેમનની મારફતે હોરમઝદને પણ પામી શકાયેછે તેથી જરથોસ્ત પણ હોરમઝદને મળવા માટે તથા જેહાનના રવાનને ખુશી કરવાને માટે હોરમઝદ પાસે ધર્મ શીખવાને "વોહુમનો" ની મદદ માંગેછે, અને તે મદદ તેમને મળી હતી એટલે "વોહુમનો" ની મુલાકાત તેમને થઈ હતી એવું કેટલુંક લખાણ એજ ગાથામાંથી તથા "દબેસ્તાન" નામની ફારસી કેતાબમાંથી મળી આવેછે, અને તે ફકરા તથા હેવાલ નીચે પ્રમાણે છે.

---

૧ જુઓ યસ્ન હા૦ ૨૮, ૫. ૨.

𐬫𐬇. 𐬬𐬂. 𐬨𐬀𐬰𐬛𐬃. 𐬀𐬵𐬎𐬭𐬃. 𐬞𐬀𐬌𐬭𐬍.𐬘𐬀𐬯𐬁𐬌. 𐬬𐬊𐬵𐬏.
𐬨𐬀𐬥𐬀𐬢𐬵𐬁.

'યે વાઉ મઝદા અહુરા પઇરી જસાઈ વોહુ મનંઘા.'

**અર્થ**—એ ! હોરમઝદ બેહેમન (અક્કલ) ની મારફતે હું તમોને પોંહોચવા માગુંછું.[1]

𐬀𐬝. 𐬚𐬡𐬁. 𐬨𐬆𐬧𐬔𐬍. 𐬞𐬀𐬊𐬎𐬭𐬬𐬍𐬨. 𐬨𐬀𐬰𐬛𐬃. 𐬫𐬀𐬰𐬏𐬨.
𐬯𐬙𐬋𐬌. 𐬨𐬀𐬥𐬀𐬢𐬵𐬁.

𐬬𐬀𐬢𐬵𐬆𐬎𐬱. 𐬞𐬙𐬀𐬭𐬆𐬨. 𐬨𐬀𐬥𐬀𐬢𐬵𐬋. 𐬵𐬫𐬀𐬝. 𐬚𐬡𐬁. 𐬵𐬇𐬨.
𐬗𐬀𐬱𐬨𐬀𐬌𐬥𐬍. 𐬵𐬇𐬢𐬔𐬭𐬀𐬠𐬆𐬨.

𐬵𐬀𐬌𐬚𐬍𐬨. 𐬀𐬱𐬀𐬵𐬫𐬁. 𐬛𐬄𐬨𐬍𐬨. 𐬀𐬢𐬵𐬆𐬎𐬱. 𐬀𐬵𐬎𐬭𐬆𐬨.
𐬱𐬫𐬀𐬊𐬚𐬀𐬥𐬀𐬉𐬱𐬏.

અત થ્વા મેંગી પોઉરવીમ્ મઝદા યઝુમ્ સ્તોઈ મનંઘા. વંઘેઉશ પતરેમ્ મનંઘો હીયત્ થ્વા હેમ્ ચશમઇની હેંગ્રબેમ્ હઇથીમ્ અશહીયા દામીમ્ અંઘેઉશ અહુરેમ્ શ્કયોથનએશુમ્.[2]

**અર્થ**—"જ્યારે મેં તુને મારી બંને આંખોમાં પકડી લીધો (conceived) ત્યારે એ હોરમઝદ હમેશે તું મને કરીને પેહેલો પૂજવા લાયેક તથા ભલા મન (વોહુમનો) નો બાપ તરીકે તથા સચાઇના જાહેર (કામોનો) પેદા કરનાર તરીકે તથા આ દુન્યાના કામોનો સાહેબ તરીકે મેં તુને ધાર્યો."

ઉપલા ગાથાના ફકરાઓ ઉપરથી દેખાયેછે કે જરથોસ્તને હોરમઝદને મળવા માટે "વોહુમનો" ની મદદની જરૂર હતી અને તે મદદ તેમને મળ્યાથી હોરમઝદ સાથે મુલાકાત થઇ હતી. વળી જરથોસ્ત બેહેમનનીજ મારફતે હોરમઝદની મુલાકાત લેઇ આવ્યા હતા એવું જે કેટલુંક લખાણ દબેસ્તાન કેતાબમાં મળેછે તે આ પ્રમાણે છે:—

દબેસ્તાન કેતાબને ૨૩૨ મે સફે અલંકારીક રીતે લખેલુંછે કે એક દીવસ સ્પેંતમાન જરથોસ્ત બંદગીમાં મશગુલ હતા તે વખતે અમશાસપંદોમાંનો સઉથી પહેલો બેહેમન અમશાસ્પંદ તેમની રૂબરૂ પુષ્કલ રોશનાઇ સાથે આવ્યો અને જરથોસ્ત સાહેબને પુછયું કે

૧ અહુનવઇતી ગાથાનો હા ૨૮, ૫૦ ૩.

૨ જુઓ ઉશતને હા ૩૧, ૫૦ ૮.

"આ દુન્યામાં ઘણામાં ઘણું તું શું ઇચ્છેછે" ત્યારે જરથોસ્તે જવાબ આપ્યો કે "હોરમઝદને ખુશી કરવા શીવાયે બીજી કાંઇ પણ મારી ઇચ્છા નથી, સવાબ સીવાયે મારૂં દીલ બીજા કશા ઉપર પણ લાગતું નથી, અને હું માનુંછું કે તું મને નેકીનો રસ્તો દેખાડશે." ત્યારે બેહેમને કહ્યું કે "ઉઠ ! અને તારી આંખો બંધ કર કે હોરમઝદની જનાબમાં જઇ શકે અને તે હકતાલાની પાસેથી તારે ગમે તે સવાલોના જવાબ મેળવી શકે, અને તેની બક્ષીસથી તે જવાબો તુંને ફાયેદાકારક નીવડશે." જરથોસ્ત સાહેબ બેહેમનના હુકમ પ્રમાણે ઉઠયા અને આંખો બંધ કરીને એક ઘડીમાં ઉંઘાડી કે તે નુરી જેહાનમાં ફરેસ્તાઓ, અમશાસ્પંદો અને ખુદ ખોદાની જનાબમાં પોતાને દીઠા. તે આકાશી મંડલને (celestial Council) ખુશી ભરેલાં હૈડાંથી અને ધ્રુજતે દીલે નમન કરીને તેઓની આરાધના કીધી. ત્યારપછી ખુદ દાદગર દાદારની જનાબમાં ગયાથી તેવણના નુર અને ચલકાટથી જરથોસ્ત એટલાબધા તો અંજાઇ ગયા હતા કે હોરમઝદ સાથે વાત કર્યાને બદલે તેવણના સહલાકારો અમશાસ્પંદો સાથે વાત કરવાને ઇચ્છા દેખાડી તેથી તેમની આગલ એક પછી એક અમશાસ્પંદોએ આવીને પોત પોતાની પેદાસોનું બયાન કર્યું અને તે પેદાસોની બરદાસ્ત લેવાને જરથોસ્તને ફરમાવ્યું તથા આ દુન્યાના માણસોને પણ તે પેદાસો ઉપર નેગાહ રાખવા હુકમ કરવા કહ્યું હતું.

વળી એજ કેતાબને ૨૫૬—૨૫૭ મે પાને લખેલુંછે કે સ્પેંનતમાન જરથોસ્ત ગુસતાસ્પ બાદશાહની દરબારમાં પોતાનો ધર્મ કબુલ કરાવા ગયા તે વખતે તેવણ ખોદાના મોકલેલા ખરા પેગમ્બર છે કે નહી, તેની ખાતરી કરવા ગુસ્તાસ્પે જરથોસ્ત પાસે કેટલાક મોજેજા કરાવી જોયા હતા (Miracles) જેમાંથી એક એવો પણ કરાવા માંગયો કે તેવણ (ગુસ્તાસ્પ) પોતે પોતાનું "બેહેસ્ત" જોઇ આવે એવું કરવું. એ મોજેજો પાર ઉતારવાને જરથોસ્ત કબુલ થયા અને આખી રાત હોરમઝદની બંદગી કરી કે તે સાહેબ ગુસ્તાસ્પની ઇચ્છા બર લાવે. સહવારે જરથોસ્ત દરબારમાં આવી બેઠા કે દરબાનોએ આવીને પેગામ પોંહોચાડીઓ કે કોઇ દીવસ નહી જોયેલા અને દમામદાર ચાર ઘોડેસ્વારો પાદશાહ-ની મુલાકાતે આવ્યાછે અને પાદશાહની હજુરમાં આવવાને પરવાનગી માગેછે. તે પરવાનગી આપવામાં આવે તેટલામાં તો તે સવારો પાદ-

શાહની હજુરમાં આવી ઉભા, તેઓનો દૌર દમામ અને ઝલકાટ જોઇને આખી દરબાર દંગ મારી ગઇ. તેઓ બોલ્યા કે હમો ખોદાતાલાના મોકળેલા કાસદો છીઇએ અને તે સાહેબ તરફથી જાહેર કરવા આવ્યા છીએ કે સ્પેંતમાન જરથોશ્ત ખુદ હોરમઝદનો મોકલેલો પેગમ્બર છે અને તે શીખવે તે ખરૂં માની તેને દરેક રીતે માન આપવું જોઇએ. તે ચાર આવનારા સવારોમાં બેહેમન, અરદીબેહસ્ત, ખુર (ખોરદાદ) અને આઝર (આદર) હતા. ત્યારપછી જરથોસ્તે જાહેર કર્યું કે ગુસ્તાસ્પ પાદશાહની ઇચ્છા બર આવીછે, અને તેણે ઇજશ્નીની ક્રીયા કરી ભણેલો દારૂ (Consecrated wine) એટલે "હોમજીવામ" નું મીશ્ર ગુસ્તાસ્પને પાયો જેથી ગુસ્તાસ્પ એક લાંબી ઉંઘમાં પડયો, અને ત્રણ દહાડા પછી ઉઠયો અને પોતે પેલી દુન્યામાં જે કાંઇ દીઠું હતું તેનું વર્ણન જરથોસ્ત આગલ કર્યું.

ઉપલા અલંકારીક હેવાલો જોકે દબેસ્તાન કેતાબમાંથી મળેછે અને જોકે તે કેતાબ અતી ઘણા પાછલા વખતમાં લખાયેલીછે તોપણ ખુદ ગાથાના ફકરાઓ ઉપરથી આપણે જોઇ ગયા કે હજરત જરથોસ્તને હોરમઝદ સાથે મુલાકાત થઇ હતી, એટલે હોરમઝદે તેમને બસારત કીધી હતી, અને તેનું તુલોત્વીલ બીયાન આ કેતાબનો લખનાર પોતાના બોલોમાં અલંકારીક રીતે આપેછે. તેજ માફક ગુસ્તાસ્પની દરબારમાં બેહેમન આવેછે તે બીના પણ કોઇ અવસ્તાના ફકરા અથવા ઇસારાપરથી લંબાવીને અને સહરાગાત ભરેલી રીતે લખેલી હોય.

આ ઉપરથી માલમ પડેછે કે જોકે આ મુલાકાત વિષેનું બ્યાન ઘણીંજ અલંકારીક ભાષામાં કીધેલુંછે તોપણ તેની સમજણ કાંઇ ઘણી મુશકેલ નથી. "વોહુમનો" ની મુલાકાત થઇ હતી એટલે જેને ઉંચામાં ઉંચું ગ્નાન (Highest Knowledge of the Spirit) કહેવામાં આવેછે તે સંપાદન થયું હતું એમ કહીએ તો ચાલે. એવું ગ્નાન કાંઇ દરેક ખાકી માણસને સહેલાઇથી મળી શકતું નથી તો જોકે કેટલાકો ધારેછે તેમ દરેક મનુષય તે મેળવવાને શકતિવાન છે. એવું ગ્નાન જરથોસ્ત સાહેબને મળ્યું હતું એવું તેમની જીંદગીના હેવાલ અને તેમના આ દુન્યામાં બજાવેલાં કામો ઉપરથી જણાયેછે. એ ઉપરથી ધારી શકાયે કે આ દુન્યાના ખાકી માણસો પણ જો તેઓ ઇચ્છતા હોય અને નેકીને રસ્તે ચાલવાનો પક્કો ઠેરાવ કરીને તેને વળગી રહે તો બેહેમન તેઓને આવી મળે એટલે બેહેમનનું તેઓને ગ્નાન સંપાદન થાયે જેથી તેઓ હોરમઝદને પીછાની શકે.

# પ્રકરણ ૪ થું.

## "વોહુમનો" ની આરાધના.

આપણી બાબદવાળો "વોહુમનો" કોણ અને શું છે અને તે માણસોના સંબંધમાં કેવી કેવી રીતે આવેછે તે આપણે આગળાં પ્રકરણોમાં જોઇ ગયા છીઇએ પણ હવે માણસો કેમ એ ભલા મીનોની મદદ મેળવી શકે તે તપાસીયે.

આ દુન્યામાં ખાકી બંદાને દાદાર હોરમઝદે જો કાંઇબી ઉમદા ચીજ બક્ષી હોય તો તે અક્કલનું ગોહેર (બેહેમનની અક્કલ) છે, કે જેથી કરી આદમ જાત પોતાના પેદા કરનારની ખરી ખુબીઓ અને રહેમદીલીનો વિચાર કરી શકે. એ દાદગર દાદારની એવી ઉમદા બક્ષીસ વિષે આપણે તેના કેટલા બધા આભારી છીએ તથા તે જાળવી રાખવાનું અને તેનો ખરો ઉપયોગ કરવાનું કેટલું વિકટ છે તે આપણી ટાપુના વિદ્વાન શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીના નીચલા સખુનો ઉપરથી તરત માલમ પડશે.[૧]

"આપણામાં અક્કલને અથવા અક્કલે અવલને "બેહેમન" કહીએ છીએ. બેહેમન એટલે ભલું મન. એ ભલાં મનની (ઇઆને નેક વિચારની) મારફતે હોરમઝદ સાથે સંધેસો ચલાવાને જરથોસ્તે ઠેરાવ કીધો. પણ ભલું મન સરવે માણસોમાં રહેતું નથી. ભલાં મનને આપણી પાસે રાખવા કેટલી મેહેનત પડેછે, આપણને કેટલી અગવડ ભોગવવી પડેછે, કેટલું સોસવું પડેછે અને ઘણી વખતે આપણી ખાહેશોને દાબી નાખવી પડેછે અને તે આપણી પાસથી નાહાસી નહી જાયે વાસ્તે કેટલી તજવીજ રાખવી પડેછે, એટલા વાસ્તે આપણી ઉપર હોરમજદની ખાસ પીરોજગીરીની જરૂર છે. તેની પાસે ખરાં જીગરથી આપણને ઇછવું પડેછે કે તે સાહેબ હમેશાં આપણી હોંશ ઠેકાણે રાખે અને આપણાં મનમાં નેક વિચારનેજ આવવા દે. એ મીસાલે જરથોસ્તે પહેલાં તો હોરમઝદની પાસે ભલાં મનની બક્ષેસ ચાહી."

ઉપલાં વિદ્વતા ભરેલાં લખાણ ઉપરથી ખુલ્લું દેખાયેછે કે "વોહુમનો" અથવા "બેહેમન" નો લાભ મેળવવાનું કામ ઘણું વિકટ છે

૧ જુઓ એ શેઠનું જરથોસ્ત નામું પાનું ૧૦૦—૧૦૧.

અને તે કાંઇ બધાને મળવું સેહેલ નથી ત્યારે એ ભલા મીનોની મદદ મેળવવાને માટે તેની હમેશાં યાદ કરવાની જરૂર દીસેછે.

આપણે ઉપર જોઇ ગયા તેમ "વોહુમનો" એટલે ભલો અને નેક વિચાર અથવા નેક વિચાર ઉતપ્ન કરવાની શકતિ; ત્યારે એવા ખાસ ગુણ તરીકે (abstract quality) એનો અર્થ લઇએ તો પછી એની આરાધના કેમ કરવી? અલબતાં સાધારણ બોલીમાં બોલીએ તો એવા ખાસ ગુણની આરાધના એટલે એવો ખાસ ગુણ એટલે પુરતું ડહાપણ આપણે પોતે મેળવી શકીયે તથા પોતામાં જાળવી શકીયે એવી દ્રઢ ઇચ્છા રાખવી અને તે ઇચ્છા પાર પાડવાને માટે તે બારેહકતાલા પાક પરવરદેગારની હમેશાં આરાધના કરવી અને તે સાહેબની મેહેરબાની માંગયા કરવી કારણ કે સઘળા ફાયદા ડહાપણથી હાંસેલ થાયેછે અને ડહાપણનું જોર ઘણું છે. હવે ડહાપણથી શું શું થયુંછે અને કેટલું થઇ શકેછે તે વિષે આવેલી થોડીક સમજણ "મીનોઇખેરદ" નામની પહેલવી કેતાબમાંથી ઉતારીને આગળ ચાલીશું.

જાતી ડહાપણથી (innate wisdom or આસ્નેખેરદ) પેદા કરનાર હોરમઝદે મીનોના અને ગેતીના યજતો અને બીજાં પ્રાણીઓ અને પેદાસો ઉતપન કીધીછે, તે તેઓની સંભાળ કરેછે અને તેઓને ગતી બક્ષેછે;[1] અને કયામતને વખતે જાતી ડહાપણથીજ હોરમઝદ હેરેમનનો તદન નાશ કરશે. સોશીયાંસ અને કેખસરૂ રસ્તાખેજને દહાડે ડહાપણથીજ ઘણા અસરકારક રીતે કામ બજાવી શકશે. દુન્યાનું જ્ઞાન અને ચંચલાઇ, સઘળા ધંધાની કેળવણી અને શીખવું અને સઘળી રૂતુઓના ફેરફાર ડહાપણથીજ છે. અશો માણસોના આતમાઓ દોજખમાંથી ડહાપણનાં જોર અને સંભાળથી બેહેસ્તમાં જઇ શકેછે. ડહાપણના જોરથી સુરજની તપાસ થઇ શકેછે અને ડહાપણથીજ જમીનની નીચે સંતાયેલા પાણીને ખેતીને માટે બહાર લાવી શકાયેછે અને ડહાપણથીજ માણસો, હેવાનો અને જનાવરોને સુખ, સહેલાઇ અને મોજ આપી શકાયેછે.[2]

ડહાપણના ઉપલાં વર્ણન ઉપરથી આપણી ડહાપણના બળ વિષે ખાતરી થાયેછે અને તે બળ આ હાડમંદ દુન્યાનો કયો માણસ પોતાને

---

૧ મીનોઇખેરદ, પ્રકરણ ૫૭ ૬૦ ૫.

૨ મીનોઇખેરદ, પ્રકરણ ૫૭.

મારે મેળવવાને ખાહેશ રાખતો ન હશે ? ખચ્ચીત એવાં સર્વ શક્તિમાન ડહાપણને સંપાદન કરવાને આપણી માલ મીલકત, ધન દોલત, અને મોજ મજાનો પણ ભોગ આપીયે તો થોડો ગણાયે. તેથી આપણી બાબદવાળા "વોહુમનો" ની એક ખાસ ગુણ તરીકે યાદ કરવાની મતલબ ઉપર કહી તેમ આપણી ચાલચલણ આચરણ વિચારને સાફ અને સ્વચ્છ રાખવામાં સમાયેલી સમજવી. એવા એક યજ્તની આરાધણા ચાલુ રાખયાથી યાને તેને હર ઘડીયે યાદ કરયાથી આપણામાં ઉંચામાં ઉંચી મનશક્તિ અને જ્ઞાન (highest intelligence) આવેછે કે જેથી આપણે ખલકતના ખાવીંદની સઘલી કરામતોને જાણી તથા પામી શકીએ. "બેહેમન" ની મદદથી જરથોસ્ત સાહેબ તેમ કરી શકતા હતા, પણ એ બંદગી કાંઇ ચોપડીમાં આપેલી નીયાસ, યસ્ત બબડીને અને કેટલીક અનઘટતી ક્રીયાકામ કરાવીને બેસી રહેવાથી થતી નથી પણ તે સાથે ભલું મન, નેક વિચાર, નેક વચન અને નેક કામમાં જીંદગીની હૈયાતીની દરેક પળ ગુજારીને ચાલ્યામાં સમાયેલી સમજવી.

એ યજ્ત અમશાસ્પંદોની બંદગી કેમ કરવી તે વિષે શાયેસ્ત લાશાયેસ્ત કેતાબના ૧૫ માં પ્રકરણના પહેલા ફકરામાં આવેલી અલંકારીક ગોફ્તેગો ઉતારીને આ બાબદ ખતમ કરીશું. ત્યાં જરથોસ્ત હોરમઝદને તેની હૈયાતીની નીશાની તરીકે પોતાનો હાથ આપવાની માગણી કરેછે, પણ તેની એ માગણી નાકબુલ રાખવામાં આવેછે. કારણ કે હોરમઝદ પકડી શકાયે તેવો નથી (intangible) ત્યારે જરથોસ્ત શકમંદ થઇને ૩ જા ફકરામાં પુછેછે કે જ્યારે તે પેલી દુન્યામાં જાયે ત્યારે તેની અને તેના અમશાસ્પંદોની બંદગી અથવા આરાધના શી રીતે કરી શકે કારણ કે તેઓની કાંઇ પણ નીશાની તેને મળી શકશે નહી. પણ તેને કહેવામાં આવેછે કે દરેક આકાશી દુન્યાની હૈયાતીના એક અથવા બીજા વર્ગનો સંભાળનાર હોવાથી માણસો તે આકાશીના તાબા તળેની ચીજોની ઘટતી તરતીબ કર્યાથી તે આકાશીને ખુશી કરી શકશે. આપણા "વોહુમનો" ની સંભાળ તળે માણસો અને ગોસ્પંદો આવેલાંછે.



# પ્રકરણ ૫ મું.

## ખ્રીસ્તીઓના "વર્ડ" અને "વીઝડમ" સાથે "વોહુમનો" નો મુકાબલો.

જરથોસ્તી ધર્મના "વોહુમનો" ને દરેક રીતે મળતો ખ્રીસ્તી ધર્મમાં જોકે કોઇ ચોકસ અમશાસ્પંદ કે ફરેસ્તો મળતો નથી તોપણ એ ધર્મમાં "The word" અને "Wisdom" વિષે આવેલું વર્ણન આપણા "વોહુમનો" ને ઘણીક રીતે મળતું આવેછે તે બાઇબલમાંની St. John ની પેહેલી ચોપડીમાંના ફકરાઓના નીચલા તરજુમા ઉપરથી જણાશેઃ—

૧. (દુન્યાની) "શરૂઆતમાં 'વર્ડ' હતો અને "વર્ડ" ખોદાની સાથે હતો અને 'વર્ડ' ખોદા હતો." એ આપણા યથાઅહુ વૈર્યોને મળતો આવતો દેખાયેછે.

૨. "તે (વર્ડ) શરૂઆતથીજ ખોદાની સાથે હતો."

૩. "સઘળી ચીજો તેનાથી બની હતી, અને દરેક બનેલી ચીજ તેના શીવાયે બની હતી નહી."

૪. "તેનામાં "હૈયાતી" (life) હતી અને તે હૈયાતી" તે માણસો માટે રોશનાઇ હતી.

૯. "તેજ ખરી રોશનાઇ (light) હતી કે જે રોશનાઇ દુન્યામાં આવતા દરેક માણસને રોશન કરેછે."

૧૪. "અને તે 'વર્ડ' શારીરીક (આકાર લીધો હતો) અને દયા અને સચ્ચાઇથી ભરપુર આપણામાં વસ્યો હતો, જેની કીર્તિ આપણે દીઠી, જે કિર્તિ (દુન્યાના) બાપ તરફથીજ મેળવી શકાયેછે."

હવે "વીઝડમ" વિષે નીચલા ફકરાઓ આવેલાછે :—

"હું પરમેશ્વરના મોંઢામાંથી નીકલ્યો, સઘળાં પ્રાણીઓમાં પહેલો જન્મયો (હતો.)"[1]

"શરૂઆતથી હું ખોદા સાથે હતો અને મને તેણે પહેલો પેદા કીધો હતો. વળી દુન્યાના જન્મવાની ઘણા જમનાઓ અગાઉ હું હતો."[2]

---

[1] જુઓ Ecclesiasticus XXIV 5.

[2] Proverbs VIII. 22—23.

"તેં માણસોને તારા (ખોદાના) ડહાપણ તારા બનાવેલાં બીજાં પ્રાણીઓ ઉપર સરદારી ભોગવવા અને નકાયા અને ઇનસાફથી દુન્યામાં હકુમત ચલાવવા બનાવ્યાંછે."[1]

"જેઓના સ્વપનામાં (Wisdom) આવેછે તેઓ તેના દેખાવ પરથીજ તેને ચહાવા લાગેછે."[2]

"Wisdom of Christ" નામની "Bunsen" નામના વિદ્વાને લખેલી ચોપડીમાંથી નીચલો ફકરો ઉતારૂંછું.

"Bahaman (wisdom) the first born among all creatures is the Divine Spirit wisdom or word, the mediator between the creatures and the creator and the Organ of Santification and Immortality."

ઉપલા ફકરાઓમાં આવેલું વર્ણન આપણી બાબદવાલા "વોહુમનો" નાં વર્ણનને ઘણું ખરૂં મળતું આવેછે. જે પ્રમાણે "વોહુમનો" ને ખોદાએ દુન્યાની અગાઉ પેદા કર્યો હતો અને તેનામાંથી દુન્યા પેદા થઇ હતી તે પ્રમાણે "વર્ડ" તથા "વીઝડમ" ને પહેલાં પેદા કરવામાં આવ્યો હતો. જે પ્રમાણે "બેહેમન" ની અક્કલ સૌથી ઉંચામાં ઉંચી રોશનાઇ છે તે પ્રમાણે "વર્ડ" ને પણ રોશનાઇ ગણવામાં આવ્યોછે. જેમ બેહેમનની અક્કલને વિષે આપણે ઘણીજ ચહા રાખીયે છીયે અને તેને મેળવવાને ઘણી કોશેશ કરીયે છીએ તેમ "વીઝડમ" પણ કહેછે કે તેને પણ એક વખત સ્વપનામાં જોયા પછી માણસો અતિશે ચહાયેછે. વળી જેમ "મીનોઇ ખેરદ" માં જણાવવામાં આવેછે કે ડહાપણનો ફરેસ્તો (Spirit of Wisdom) શારીરીક આકાર પણ લઇ શકેછે[3] તેમ વર્ડ પણ શારીરીક આકાર લીધો હતો; એવા કેટલાક એકસરખાપણાને લીધે આપણા "વોહુમનો" નો ખ્રીસ્તીઓના એ "વર્ડ" અને "વીઝડમ" સાથે મુકાબલો થઇ શકેછે.

---

૧ Wisdom IX. 2, 3.

૨ Ecclesiasticus I. 15.

૩ Dr. meet's transl in the Sacred Books of the East ch. I. 67.